ધી સેન્ટ્રલ બોર્ડ ઑવ ક્રિકેટ · અમદાવાદ

તરફથી

# નાયડુ નેટ્સ માટે

## અમદાવાદના ક્રિકેટપ્રેમીઓને વિનંતિ

૨૫૯૫૨



આપણા માનીતા સી. કે.

આજે ઉચ્ચારેલ અમર મંત્ર 'એમને ઊગતી જુવાનીમાં જ ઝડપો.'

૨૫૬૫૮

'બોર્ડ' કરેલી વિનંતિને વધાવી લઈ અમદાવાદના ક્રિકેટ-પ્રેમીઓ સંગીન સહાય આપશે અને અમદાવાદમાં ઊગતા ક્રિકેટરોના ઉછેરસ્થાનના અભાવની નામોશીને દૂર કરશે એવી આશા અમે રાખીએ તો તે જરા પણ વધારેપડતું કે અયોગ્ય નથી જ. તેઓ ધારે તો આ વાત સહેલી છે.

બોર્ડને આ માટે પ્રાથમિક રૂા. દસ હજારની જરૂર છે.

આપનો ફાળો બોર્ડની ઑફિસે મોકલી આપી આભારી કરશો. નાણાં આવ્યેથી આપને ઑફિસેથી રીતસરની પહોંચ મળશે.

બોર્ડની આ યોજના શ્રી કર્નલ નાયડુના નામ સાથે જોડવાની રજા કર્નલ નાયડુ તરફથી મળી ગઈ છે.

બોર્ડના હુકમથી
**ચૈતન્યપ્રસાદ બો. દીવાન**
**નાથાલાલ એન. દવે**
માનદ મંત્રીઓ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૨૫૬૫૧૯
ગુજરાતી ચોપાનિયાં-સંગ્રહ

# અમદાવાદના ક્રિકેટપ્રેમીઓને

# વિનતિ

**સી. કે.** નાયડુના નામથી ભાગ્યે જ કોઈ ક્રિકેટ રમનાર કે ક્રિકેટપ્રેમી આપણે ત્યાં અજાણ હશે. એમણે ગઈ સાલ પચાસ વર્ષ પૂરાં કર્યાં અને દેશભરમાં એમની જયન્તી ઉજવાઈ. એમની ક્રિકેટકીર્તિ એટલી જ્વલંત છે કે એનો ઉલ્લેખ કરવો એ દીવા સામે આરસી ધરવા જેવું છે. આવા યશસ્વી ક્રિકેટરની સ્મૃતિ આપણે કેવી રીતે સજીવ રાખીશું ? એક જ રીતે, અને તે એ કે એમનું નામ આપણે ત્યાં એક એવી ક્રિકેટપ્રવૃત્તિ સાથે સાંકળી લેવું જોઈએ કે જેથી તે ચિરસ્થાયી બની રહે.

આપણે ત્યાં ઊગતા આશાસ્પદ ક્રિકેટખેલાડીઓ માટે ઉછેરસ્થાનો નથી. એથી આપણો આખો યે ઊગતો વર્ગ આપણા હાથમાંથી છિન્નભિન્ન થઈ નિરર્થક વહી જાય છે. આ શક્તિને આપણે એકત્રિત કરી કામમાં લેવી જોઈએ અને દર વર્ષે નવા ને નવા તથા લાયકાત ધરાવતા જુવાન ક્રિકેટરો સતત બહાર આવે એવી વ્યવસ્થા આપણે કરવી જોઈએ. 'ધી સેન્ટ્રલ બોડ ઑવ ક્રિકેટ અમદાવાદ' અને 'ગુજરાત ક્રિકેટ એસોસીએશન'ની એ સૌથી પહેલી ફરજ છે. આ માટેના પહેલા પગથિયા તરીકે અમદાવાદ ક્રિકેટ બોર્ડે નક્કી કર્યું છે કે જેમ બને તેમ જલદીથી ઊગતા આશાસ્પદ ક્રિકેટરોને પદ્ધતિસરનું 'કોચિંગ' મળે તે માટે 'પ્રેક્ટિસ નેટ્સ' ચાલુ કરવી અને તેની દેખરેખ કોઈ નિષ્ણાત અને અનુભવી ક્રિકેટરના હાથમાં સોંપવી.

ગયા જુલાઈમાં સી. કે. નાયડુએ કલકત્તાના રેડિયો પર બોલતાં એક સૂત્ર ઉચ્ચાર્યું. તે એ કે દેશમાં સારા ક્રિકેટરો નિપજાવવા હોય તો "તેમને ઊગતી જુવાનીમાં જ ઝડપી લ્યો" અને પદ્ધતિસરની તાલીમ આપી બહાર લાવો. આ માટે ઉછેરસ્થાનોની આપણે ત્યાં ઘણી જ જરૂર છે, અને આ ઉછેરસ્થાનોની સ્થાપના આવી 'પ્રૅક્ટિસ-નેટ્સ'થી જ થઈ શકે. આપણી અમદાવાદ ક્રિકેટ બોર્ડે આ પગલું ભરી શ્રી નાયડુએ ઉચ્ચારેલા સૂત્રને અમલમાં મૂકવાનું નક્કી કર્યું છે. આથી બીજું વધારે વખાણવાલાયક પગલું કયું હોઈ શકે ? અને

આવી અતિ જરૂરી તેમજ સ્તુત્ય પ્રવૃત્તિનું નામ આપણા માનીતા 'સી. કે.'ના નામ સાથે સંકળાય તેથી વધારે યોગ્ય બીજું શું હોઇ શકે ?

આમ હોઇ આ પ્રૅક્ટિસ નેટ્સને 'નાયડુ નેટ્સ'નું નામ આપવું એમ ઠર્યું છે અને આ 'નેટ્સ'માં નિશાળોમાંથી, કૉલેજોમાંથી અને આપણા આખા યે શહેરમાંથી ઊગતા ક્રિકેટરોને પદ્ધતિપૂર્વક તાલીમ આપવાની યોજના થશે.

આ માટે આપણી અમદાવાદ ક્રિકેટ બૉર્ડને જે ખર્ચ કરવું પડે તે માટે નાણાંની જરૂર છે, અને આથી આપણા શહેરના ક્રિકેટપ્રેમીઓ અને રસિકોને ખૂબખૂબ આગ્રહભરી વિનંતિ છે કે તેઓ અમદાવાદ ક્રિકેટ બૉર્ડને નાણાંની મદદ કરે અને પોતાનો ક્રિકેટ તરફનો પ્રેમ આ મદદ આપી પુરવાર કરી બતાવે.

આ માટે વધુ લખવાની જરૂર નથી. આ વાત એટલી સીધી અને સાદી છે અને જેને માટે બૉર્ડ વિનંતિ કરે છે એ વસ્તુની અગત્ય તથા જરૂર એટલી બધી છે કે આપણા શહેરમાં એનો અભાવ એ એક નામોશી—કલંક છે. આ કલંક જેમ બને તેમ જલદીથી દૂર થવું જોઈએ અને વેડફાઇ જતી 'શક્તિ' આપણી ક્રિકેટને ઉચ્ચ કક્ષાએ લઇ જવામાં વાપરવી જોઇએ. એટલા જ માટે બૉર્ડનો આ પ્રયત્ન છે.

આ માટે આપની મદદની બૉર્ડ વિનંતિ કરે છે. આશા છે કે આપ બૉર્ડની પડખે ઊભા રહી આ પગલાંને સફળ બનાવશો.

આ ફાળાનાં નાણાં બૉર્ડની ઑફિસે (વૅલેન્ટાઇનની હવેલી, ત્રણ દરવાજા પાસે, અમદાવાદ) મોકલી આપવા વિનંતિ છે. ત્યાંથી રીતસરની પહોંચ મળશે

લિ૦

**સર ચિનુભાઈ માધવલાલ બૅરોનેટ** (પ્રમુખ)
**એચ. એ. ખાન** (ઉપ-પ્રમુખ)
**રમણિકલાલ સી. પટેલ** (ટ્રેઝરર)

**વૈકુંઠરાય ભૂપતરાય દેસાઈ** **નાનશા સી. ઠાકોર**
**બી. એન. કાદરી** **હરિપ્રસાદ કે. ઠાકોર**
**પ્રફુલ્લ એલ. સૈયદ** **ભાઇલાલ આશાભાઇ પટેલ**
**ડાહ્યાભાઇ કે. પટેલ**
(કમિટીના સભ્યો)

**ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી** **નાથાલાલ એન. દવે**
(માનદ મંત્રીઓ)

# સી. કે.ના ક્રિકેટજીવનની ઝરમર

ઈ. ૧૮૯૫ના ઑક્ટોબરની તા. ૩૧મીએ સી. કે. નાયડુનો જન્મ થયો હતો. વિદ્યાર્થી તરીકે એ નાગપુરની 'હિસ્લોપ કૉલેજિયેટ હાઇસ્કૂલ'માં ક્રિકેટ રમેલા અને પોતાની નિશાળના તેમજ કૉલેજના કૅપ્ટન પણ થએલા. આ સમયમાં એમણે ફુટબૉલ અને હૉકીની રમતમાં પણ કુશળતા બતાવી નામ મેળવેલું. નિશાળમાં હતા તે વર્ષોમાં જ સી. કે. ત્યાંની મોટી ક્રિકેટ કલબમાંથી રમતા અને તે કલબના કૅપ્ટન થએલા. એમણે આ સમયે શ્રી આર. રાજન્ના પાસેથી ક્રિકેટમાં સારૂં 'કોચિંગ' મેળવેલું. આ રાજન્ના તે વખતે હિંદ આવેલી 'ઑક્સફર્ડ ઑથેન્ટિકસ' ટીમ સામે રમેલા. ઇ. ૧૯૧૬માં સી. કે. પહેલીવાર મુંબઈમાં ચતુરંગી મૅચોમાં રમ્યા.

આપણા દેશના ક્રિકેટમાં તેઓ સૌથી વધારે લોકપ્રિય અને આકર્ષક વ્યક્તિત્વ ધરાવે છે. આજે તો એમની ઉમર જોકે પચાસ વર્ષની થઇ છે, છતાં હજી પણ એમના પગની અને હલનચલનની ચપલતા તથા એમનાં કાંડાંનું કૌશલ્ય એવું ને એવું જ છે, જેવું એક વખતે હતું, અને જેના પ્રભાવે એમણે ઈ. ૧૯૨૫–૨૬માં 'એમ. સી. સી.' ટીમ સામે ઐતિહાસિક ૧૫૩ રન કરેલા. એ તો ક્રિકેટ જગતના ઇતિહાસમાં અમર રહે એવું એક પાનું છે. એ વખતે એમણે ૧૧ છક્કાઓ ને ૧૩ ચોક્કાઓ મારેલા અને જોનારને પોતાની રમતથી હેરત પમાડેલા. આશરે ૧૦૦ મિનિટમાં એમણે આ રન કરેલા. એ બનાવને આજે વીસ વર્ષ થઈ ગયાં, છતાં પણ ઇ. ૧૯૪૩–૪૪ની સાલના 'ક્રિકેનિયા' નામના પુસ્તકમાં તે વર્ષના પાંચ નોંધવાલાયક ક્રિકેટ ખેલાડીઓમાં એમને સ્થાન મળ્યું છે. એ શું બતાવી આપે છે? કે આટલી ઉમરે પણ હજી તેઓએ ક્રિકેટમાં પોતાનું સ્થાન જાળવી રાખ્યું છે.

હિંદ અને ઈંગ્લંડ વચ્ચે ઇ. ૧૯૪૩ સુધીમાં જે 'ટેસ્ટ મૅચો' રમાઈ છે તેમાં એમણે એકવાર ઇ. ૧૯૩૨માં ઇંગ્લંડમાં અને ઇ. ૧૯૩૩–૩૪માં આપણા દેશમાં આપણી ટીમનું નેતૃત્વ શોભાવ્યું છે. આ ટેસ્ટ મૅચોમાં એમણે ૧૪ ઇનિંગ્ઝમાં કુલ ૩૫૦ રન કર્યા છે અને તેમાં એમની સરેરાશ ૨૫.૦ની આવે છે. ઇ. ૧૯૩૨માં આપણી હિંદી ટીમે ઇંગ્લંડમાં જે સફર કરી તેમાં ૭ વાર

સી. કે.એ ત્રણ આંકડાનો સ્કોર કરેલો. આમાંથી પાંચ વાર તો ફર્સ્ટ ક્લાસ કાઉન્ટીઓની સામે હતો. આ ઉપરાંત ત્યાં લૉર્ડ્ઝના ગ્રાઉન્ડ ઉપર પહેલી જ વાર એમ. સી. સી. સામે રમી ૧૧૮ રન કરવાનું બહુમાન એમણે મેળવેલું.

ઈ. ૧૯૩૩ની સાલના ક્રિકેટજગતના જાણીતા અને પ્રમાણભૂત મનાતા ‘વિઝડન’માં પણ તે વર્ષના માત્ર પાંચ ઉત્તમ ક્રિકેટરોમાં સી. કે.ની નોંધ લેવાઈ હતી અને તેમની ક્રિકેટશક્તિ માટે તેમાં નીચે પ્રમાણે ઉલ્લેખ થયો હતો:

‘ઊંચા અને સપ્રમાણ નાયડુ, ક્રિકેટ માટે સ્વાભાવિક અને સહજ લાયકાત ધરાવે છે અને એમણે પોતાના દેશમાં બતાવેલા એમના ક્રિકેટસામર્થ્યનો યશ જે અહીં ઇંગ્લંડ સુધી પહોંચ્યો છે, તે તેમણે, હિંદી ટીમ સાથે (ઈ. સ. ૧૯૩૨માં) આવી પોતાની ક્રિકેટશક્તિ દાખવી સાબિત કરી આપ્યો છે. વિકેટની આગળના ફટકાઓ એ બહુ સારીરીતે અને જોરદાર રમે છે અને એમની બૅટિંગનું મુખ્ય લક્ષણ એ એમનું ‘ઑફ’ અને ‘ઑન’ બન્ને વસ્તુનું ‘ડ્રાઇવિંગ’ એ છે. તીક્ષ્ણ સતેજ આંખો અને જબરાં કુશળતાભર્યાં કાંડાંથી એ બૉલને બહુ જોરપૂર્વક ફટકાવે છે; પરંતુ આજના ઑસ્ટ્રેલિયન ક્રિકેટ ખેલાડીઓની માફક બૉલને ફટકારી ઊંચે જ ચઢાવવો એવું એ ચિવટપૂર્વક માનતા નથી.

એમની ઉત્તમ કક્ષાની ‘બૅટિંગ’ ઉપરાંત એ ઘણા ઉપયોગી ‘બૉલર’ પણ છે. વચમાં ફેરબદલી વખતે એમની બૉલિંગ બહુ કામમાં આવે છે અને સફળ નીવડે છે. ‘બૉલર’ તરીકે એ ‘મીડિયમ’ ‘સ્લો’ ઢબના ‘બૉલર’ ગણાય. ઇંગ્લંડમાં લૅસ્ટરશાયર સામે ૨૧ રનમાં એમણે પાંચ વિકેટો લીધી હતી. એ એમની સારામાં સારી બૉલિંગ ગણાએલી છે. ઈ. સ. ૧૯૩૬ની હિંદી ટીમની ઇંગ્લંડની બીજી સફરમાં એમણે ‘સ્લો-સ્પિન બૉલર’ તરીકે ખૂબ સફળતા મેળવેલી અને તે વખતે તેમણે આખા યે ‘ટૂર’માં ૩૧-૭૮ની સરેરાશથી કુલ ૫૨ વિકેટો લીધેલી. એમની ફીલ્ડિંગ પણ ઉચ્ચ કક્ષાની છે.

મુંબઈની ‘ચતુરંગી’ અને ‘પંચરંગી’ મૅચોમાં એ બાવન ઇનિંગ્ઝ રમ્યા છે. એમાં એમણે કુલ ૨૧૫૬ રન કર્યા છે ને એની સરેરાશ ૪૫-૮૭ની આવે છે.

એમનું લોકપ્રિય અને લાડીલું નામ ‘સી. કે.’ છે અને તેઓ આપણા આખા યે દેશમાં એ જ નામથી ઓળખાય છે.

ઈ. સ. ૧૯૨૫-૨૬થી આપણા દેશમાં આવેલી બધી યે પરદેશી ટીમો સાથેનાં એમનાં પરાક્રમો એટલાં બધાં વિપુલ અને જાણીતાં છે કે એ બધાંનો ઉલ્લેખ અહીં થઈ શકે તેમ નથી; છતાં એની કીર્તિકથાઓ આપણા દેશના ક્રિકેટરસિકોને કંઠે છે. એમની લોકપ્રિયતા અજોડ છે; એમનું ક્રિકેટવ્યક્તિત્વ અને આકર્ષણ અદ્દભુત છે.

# સી.કે.નાં દર્શન

ક્રિકેટગ્રાઉન્ડ ચારે બાજુએ પ્રેક્ષકોથી ભરચક ભરાયું છે. ખૂબ રસાકસી વચ્ચે ક્રિકેટ મૅચ રમાઈ રહી છે. ‘ફીલ્ડિંગ’ કરનાર બાજુ જોશમાં છે ને રમતની પકડ એમના હાથમાં છે. પ્રેક્ષકોમાંથી ‘ફીલ્ડિંગ’ પક્ષને ટેકો આપનારા ખૂબ ઉત્સાહમાં અને આનંદમાં આવી તાળીઓના ગડગડાટ વરસાવી રહ્યા છે. ‘બૅટિંગ’ પક્ષને ટેકો આપનારા પ્રેક્ષકો શાંત થઈ ગયા છે અને જાણે ઘીમાં માખ ડૂબી હોય એમ એમનાં મોં પડેલાં દેખાય છે. પેલી બાજુ ‘સ્કોર બોર્ડ’ પોતાની વાર્તા નિષ્પક્ષતાથી પ્રેક્ષકોને કહી રહ્યું છે. ત્રણ વિકેટો માત્ર થોડા જ રનમાં પડી ગઈ છે એમ એ બતાવે છે. ત્રણ વિકેટો ! પણ એટલામાં તો ચારે બાજુએથી પ્રેક્ષકોમાંથી તાળીઓનો ઉત્સાહપ્રેરક આનંદધ્વનિ આવે છે અને એ વધતો જ જાય છે ! કારણ શું છે ?

એક આકર્ષક ઊંચી વ્યક્તિ ‘પૅવિલિયન’માંથી બૅટિંગ લેવા ‘વિકેટ’ તરફ ભવ્યરીતે જતી નજરે પડે છે. લોકો તરત જ તેને પિછાની લે છે. એ તેમના લાડીલા ‘સી.કે.’ છે.

‘બૅટિંગ’પક્ષનો કટોકટીનો સમય છે. ત્રણ વિકેટો સપાટાબંધ ખરી પડી છે. આવે વખતે પડેલા આ ભંગાણને પૂરવા અને અડગરીતે બૉલિંગનો સામનો કરવા જાણે નિશ્ચય કરીને એક એક ડગલું ના ભરતો હોય એમ સી.કે.ના પગલે પગલે પ્રેક્ષકો અડગતા ને નિશ્ચય જોઈ શકે છે. આ જ લોકોના હર્ષનું કારણ છે. લોકોને ખાત્રી છે કે સી.કે. જરૂર કાંઈ અવનવું કરવાનો જ. અને મેચમાં હવે જ રસ જામવાનો. પ્રેક્ષકો આ ધન્ય પળ નિરખવાને જ આવ્યા છે, અને એમનો આનંદ માતો નથી.

વિકેટ ઉપર આવી પોતે ‘ગાર્ડ’ લે છે. પિચ ઉપર એક નજર નાખે છે અને કાતિલ ‘બૉલિંગ’ શરૂ થાય તે પહેલાં ‘ફીલ્ડરો’ના વ્યૂહને તપાસની નજરે નિહાળી લઈ ‘બૉલર’ના સામનાનો મુકાબલો કરતો તે તૈયાર થઈ ઊભો રહે છે. બૉલર એના તરફ પોતાની બૉલિંગ શરૂ કરી બૉલ કરે છે. સી.કે.નું બૅટ

ચમકતી તલવારની જેમ ફરી 'થર્ડમૅન' બાજુ બૉલને પોતાની લાક્ષણિક શૈલીથી મોકલી આપી ખાતું ખોલે છે. આ પછી તે બૉલને ધીરજથી તપાસે છે. બૉલ કેવી રીતે આવે છે, બૉલર કઇ ચાલાકીઓથી બૉલ કરે છે અને 'પિચ' પર પડી બૉલ શું કામ કરી રહ્યો છે, એ બધું થોડી વારમાં સી.કે. પામી જાય છે અને કોઇકોઇ વાર કેટલાક અસરકારક અને ધ્યાન રાખવા જેવા 'બૉલ'ને એ અડકતો જ નથી અને જવા દે છે. આ પછી પાછો એ 'પૉઇન્ટ' અને 'એકસ્ટ્રા કવર' વચ્ચે બૉલને ધકકેલે છે અને ઘડીમાં અહીં તો ઘડીમાં તહીં બૉલને મોકલી આપી એકએક રન લીધે જાય છે. પ્રેક્ષકો જરા અધીરા થાય છે. શું સી.કે.એ માત્ર પંદર જ રન કર્યા છે?

આટલો ધીમો કેમ? આ તે એની ધીરજની નિશાની છે કે બૉલરોના કાબુ તળે એ આવી ગયો છે એની નિશાની છે!

ઉપરના પ્રશ્નનો જવાબ પ્રેક્ષકોને તરત જ મળે છે—અસરકારક રીતે મળે છે; આશ્ચર્યચકિત કરી નાખે, બોલતા બંધ કરી દે એ રીતે મળે છે. સી.કે. હવે ઉપરાઉપરી પોતાની અજોડ રીતિથી ફટકાઓ ચલાવે છે. આ રીતિનો એ સ્વામી છે અને એને એ જ સારીરીતે વાપરી શકે છે. બૉલને 'કટ' કરી બાઉન્ડરી ઉપર ચાર રન માટે મોકલી આપે છે. બૉલને 'હુક' કરી 'લેગ' બાજુ મોકલે છે, અને હજુ તો આપણે આ શૈલીના સ્વામીની પ્રશંસા કરીએ તે પહેલાં તો કકડાવીને એક ફટકો 'કવર'ની વચમાંથી ચાલ્યો જાય છે અને 'ફીલ્ડરો' હાલે તે પહેલાં બૉલ બાઉન્ડરીએ પહોંચે છે અને સી.કે.નો સ્કોર ૩૦ ઉપર પહોંચી ગયો હોય છે!

બૉલિંગમાં હવે ફેરબદલી થાય છે. બૉલ ઉપરની ચળકી જતી રહી હોય છે અને હવે 'સ્પિન બૉલર' આવે છે. 'ફીલ્ડિંગ' પંખાની માફક 'બાઉન્ડરી' તરફ ફેલાઇ જાય છે. બૉલર બૉલને ફેરવે છે, કતરાવે છે તેમજ હવામાં ધીમો પાડી એને 'ફ્લાઇટ' આપે છે. 'ફીલ્ડરો' બૉલની શરતોમાં પગના પંજા ઉપર તૈયાર થઇ રહ્યા છે. પણ 'ફીલ્ડીંગ' દૂર ગઇ હોવાથી હવે સી.કે. બૉલને ધીમેથી બૅટની ટપલી લગાવી 'ઑફ' બાજુ મોકલી બે રન લે છે. આ પછી 'ઑન' બાજુએથી બે રન લે છે. ફીલ્ડરોને આમ વધારે દોડવાનું રહે છે. પણ સી.કે.ની સાથેનો બીજો 'બૅટ્સમૅન' ત્યારે આ દરમિયાન શું કરે છે? શરૂઆતની ત્રણ વિકેટો સપાટાબંધ પડવાથી જે એ ધ્રૂજતો હતો, એ હવે બરાબર 'સેટલ' થઇ ગયો છે. સી કે. સાથે જોડીદારી કરનાર નબળામાં નબળો 'બૅટ્સમૅન' પણ હિંમતવાન બની સારૂં રમી શકે છે. એને ખાત્રી છે કે સી. કે. એને સાચવી લેશે.

હવે પેલા 'સ્પિન બૉલર' એની આંગળીઓની ચાલાકીથી બૉલને રમાડવા લાગ્યો છે. 'બૉલ'ને તે બહુ સારીરીતે ફેરવી એવો તો ફેંકે છે કે 'બૅટ્સમૅન' આગળ ખેંચાય. પણ આ તો સી.કે. છે. સી.કે. જરૂર આગળ ખેંચાય છે. બૉલ તો હજુ હવામાં જ છે. ત્યાં તો તે એક ડગલું આગળ ભરી બૉલને 'બાઉન્ડ્રી'ની ઉપરથી પેલી બાજુ મોકલી આપે છે ! પ્રેક્ષકો સી.કે.ના આ છક્કાથી ખૂબ આનંદમાં આવી જાય છે. ફીલ્ડરો તો બીચારા એમના ઉપર થઈને ઊંચેથી 'બાઉન્ડ્રી' બહાર જતા 'બૉલ'ને મોં પહોળું કરી જોતા જ ઊભા રહે છે ! કેવો છક્કો ! સી.કે.એ હવે પાણી બતાવવા માંડયું !

એક સામેના પોતાના ફટકાઓથી ક્રિકેટજગતમાં સી.કે.એ પ્રથમ પંક્તિમાં સ્થાન મેળવ્યું છે. આવા ફટકાઓથી એ ક્રિકેટની દુનિયામાં મોટામાં મોટો 'એક' સામેનો 'હિટર' ગણાયો છે. ક્રિકેટના એક વિવેચકે તો ઇ. ૧૯૩૨માં સી. કે. માટે આમ વિવેચન કરેલું:

'સી. કે. નાયડુ ભૂતકાળના ક્રિકેટ મહારથીઓમાંના એક જેવો વર્તમાનમાં આપણા સમક્ષ આવ્યો છે અને એક સામેના ફટકા કેમ અને કેવીરીતે મારવા એ આપણને શીખવે છે. દરેક પ્રકારની બૉલિંગ—'ગૂગલી', 'લેગ-બ્રેક', 'ટૉપ સ્પિનર' એને માટે તો સરખી સરલ છે. બૉલ કેવી ચાલ ચાલશે, એની રાહ એ જોતો નથી; એ તો બૉલ પાસે પોતાનું ધાર્યું કરાવે છે.'

'સ્પિન બૉલરો' બદલાય છે અને એમની જગ્યાએ 'ફાસ્ટ પેઇસ બૉલરો' પાછા આવે છે. બૉલ પણ નવો આવે છે. પણ આની કાંઇ જ અસર સી.કે. ઉપર થતી નથી; કારણકે એ તો બરાબર 'સેટ' થઇ ગયો છે. એનો સ્કોર ૬૦, ૭૦, ૮૦, ૯૦ એમ વધ્યે જ જાય છે. પાછી બીજી એક 'સેન્ચ્યુરી' સી.કે.ની થવાની એમ પ્રેક્ષકોની ખાત્રી છે. 'સ્કોર' નોંધનારો પરસેવાથી નાહી ગયો છે— 'સ્કોર'ને સપાટાબંધ નોંધવાથી તેને પરસેવો થઇ ગયો છે. ફીલ્ડરો પણ તેમજ જણાય છે. પ્રેક્ષકો હર્ષનાદથી સી.કે.ને વધાવ્યે જાય છે.

હવે 'લંચ' માટે રમત બંધ રહેવાનો સમય આવી લાગ્યો છે. તે પહેલાંની આ 'બૉલિંગ'ની છેલ્લી ઓવર છે. આ સમય ખૂબ ધ્યાન રાખવા જેવો ગણાય. પ્રેક્ષકોને થાય છે કે આમાં સી.કે. ભૂલ તો નહિ કરે ને ? પણ સી.કે.ને શી પડી છે ? એનું તો સમય અને સંજોગ બન્ને ઉપર પ્રભુત્વ છે. આ સમયના દબાણથી જરા યે દબાયા વગર એણે તો પાછો છક્કો માર્યો ! ! પણ આમાં જ તો સી.કે.ની મહત્તા છે. એ આવા સમયોથી દબાઇ જતો નથી. એ તો પહેલા કે છેલ્લા દરેક 'બૉલ' સાથે એના ગુણ પ્રમાણે વર્તે

૨૫૬૫૯

છે. આ સી.કે.ની ભવ્યતા છે. આવીને રમતને ફેરવી નાખવાની, કટોકટીમાંથી બહાર ખેંચી લાવી સલામતીના શિખરે મૂકવાની સી. કે.ની એ શક્તિ જ એને થમ પંક્તિના ક્રિકેટરોમાં લાવી મૂકે છે.

દૃશ્ય હવે બદલાય છે. એક પક્ષ 'ફીલ્ડિંગ' લેતો જણાય છે. એમાં એ જ પરિચિત ઊંચો, સપ્રમાણ, આકર્ષક, સી. કે. બધામાંથી જુદો તરી આવે છે. વળી એ તો આ પક્ષનો નેતા છે, કૅપ્ટન છે.

પોતે વ્યૂહ પ્રમાણે પોતાના ફીલ્ડરોને ફીલ્ડિંગમાં ગોઠવે છે. એમાં પોતે તો અઘરામાં અઘરી ફીલ્ડિંગ લે છે. "સીલી મીડ ઑફ"માં એ આવી ઊભો રહે છે. આ જગ્યાએ આંખ, શારીરિક ચપળતા અને હિંમત તેમજ ક્રિકેટની ઊંડી સમજનો જે સુમેળ હોય તો જ ફીલ્ડર અહીં ફીલ્ડિંગકરી શકે છે.

સી. કે. જે રીતે પોતાના બૉલરોનો ઉપયોગ કરે છે અને બૉલિંગમાં ફેરબદલી કરે છે તેથી પ્રેક્ષકો આશ્ચર્ય પામી જાય છે. રમતની પકડ એ હાથમાંથી જવા દેતો નથી તેમજ ઢીલી પણ થવા દેતો નથી. બૉલરોનો ઉપયોગ, બૉલિંગની બૅટ્સમૅન ઉપર કાબૂની જમાવટ, બૅટ્સમૅનના રન રોકતી ફીલ્ડિંગની વ્યૂહ-ગોઠવણ, આ સઘળું સી. કે.નું ક્રિકેટસામર્થ્ય અને સ્વાગિત્વ બતાવી આપે છે. રમત ઉપરનો કાબૂ એ જરા યે ઢીલો પડવા દેતો નથી.

'બૅટ્સમૅન', 'બૉલર', 'ફીલ્ડર', 'કૅપ્ટન' એવો આ સી. કે. નાયડુ એ વધારેમાં વધારે ચર્ચાએલો, અને ન ગમતો છતાં વધુમાં વધુ પ્રેક્ષકોનો પ્રિય, લોકલાડીલો, આપણા દેશનો ક્રિકેટખેલાડી છે. એણે ૫૦ વર્ષ પૂરાં કર્યાં છે. એની સુવર્ણજયંતી ગઈ સાલ આખા દેશમાં પ્રાંતેપ્રાંતે ઊજવાઈ. ઘણાં યે વર્ષો પછી જ્યારે વેંતિયાઓ ક્રિકેટમાં 'રેકર્ડ' તોડતા હશે, ત્યારે પણ સી. કે. તો, એક, ક્રિકેટ જે રીતે રમાવું જોઈએ તે રીતના ક્રિકેટના એક અજોડ ખેલાડી તરીકે સર્વેની સ્મૃતિમાં અંકિત રહેશે. એનું સ્થાન ક્રિકેટમાં અમર છે.

મુદ્રક • બચુભાઈ પોપટભાઈ રાવત • કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર • અમદાવાદ
પ્રકાશક • શંભુલાલ જગશી • ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય • ગાંધી રસ્તો • અમદાવાદ

## MINGLED SCIENCE AND IMPULSE

Nayudu's innings could have stood in its own style with the very best. He has been called the Bradman of India—a stupid comparison. Nayudu is a supple, sensitive batsman, whose lithe technique is his servant, not his master. Bradman's brilliance is steely, with little nature in it. Nayudu is a volatile batsman; he mingles science and impulse proportionately. He gives the bowler many, if slight, grounds for hope; his sinuous skill never hardens into inhumane efficiency. His footwork is as springy as his wrists are; he makes more than the most of his natural height, for he stands up on his toes to cut the ball which rises. Most of the Indian batsmen use their toes delightfully. Nayudu can drive as strongly as most men, yet only now and again does he seem to exert his powers. Once or twice on Saturday he leapt at a bad ball quite savagely; on the whole, there was an absence af anything like brutality in his most punitive strokes. He played with rare culture and taste.

—*The great Cricket critic Mr. Neville Cardus*
(*known as 'The Cricketer') on C. K. Nayudu*
(Indian Team's English Tour in 1932)

